# ૩૪૯૩

## "નિર્ધન શેઠને ઘણી ખમા" એ નામની એક અતી રમુજ વારતા.

કનકાપુરી કરીને એક નગરી હતી. જેની અંદર આશરે ૫૦૦૦૦ ઘરની વસ્તી હતી તેને ફરતો ગઢ હતો. તે ગામમાં ફુલચંદશા કરીને એક વાણીઓ રહેતો હતો. તેની ઉમર વીસ વરસની હતી તેનો બાપ તેને બાર વરસની ઉમરનો મેલી મરી ગીઓ હતો તેની મા ઘરડી હતી. તે બિચારી પોતાનો ધણી મરી ગ[ઇ] પછી ઘણી ગરીબી હાલતમાં આવી પડી હતી. તેણી ગામ બહાર એક નાનું સરખું ઝુંપડું બનાવી અંદર રહેતી હતી. અને ગામના માણસોનું દળણું દળી પોતાનું તથા પોતાના છોકરા ફુલચંદશાનુ પેટ ભરતી હતી. એમ કરતાં કરતાં તેણીના ધણીને મરીગીએ ચાર વરસ થયાં. ત્યારે તેણી ફુલચંદશાને બીજા માણસો જોડે જંગલમાં લાકડાં કાપવા મોકલવા લાગી. આવી રીતે ફુલચંદશાએ ચાર વરસ સુધી લાકડાં કાપ્યાં, અને તેના જે પૈસા આવ્યા તે પોતાની માને આપ્યા. આવો ધંધો કરતાં કરતાં ફુલચંદશાના મનમાં એક દાહડો એવો વિચાર આવ્યો કે મારે બાયડી કરવી; પણ આવા ધામાં કાંઇ પૈસા એકઠા થાએ નહીં અને હું બાયડી કરી નહીં; વાસ્તે એક ઢોંગ મચાવો અને બાયડી કરવી

કેહેવત છે કે "લાગ્યું તો તીર નહીં તો તુકો" એ પ્રમાણે વીચાર કર્યા પછી ફુલચંદશાએ એક દાહાડે પોતાની માને પુછ્યું કે મારે બાયડી કરવીછે; ત્યારે તેની માએ જવાબ આપ્યો કે દીકરા, તું તો ગાંડો બની ગીઓછે, તારી તો અકલ બગડી ગઇ છે. આવા નિર્ધનપણામાંથી તારે બાયડી કરવી તે કઇ રીતે થાય? તું વિચાર કર કે હું દળણું દળીને, અને તું લાકડાં કાપી તેના ભારા બાંધી તે વેચીને જે કાંઇ પૈસા આવેછે તેનાથી આપણું ભરણુ પોષણુ કરીએ છીએ. તો "ચરોઠી જેટલા ચાંદલામાં શેર એક કંકુ કેમ સમાએ" વાસ્તે એ વાતનો વિચાર કરીશ નહીં અને એ વાત કાંઈ બનવાની નથી. પછી ફુલચંદશાએ વિચાર કીધો કે આમા તો એ ગણો શુકરવાર વલયો નહીં, અને બાયડી કરવી એમાં તો ફેર નહી, વાસ્તે ઢોંગ રચ્યા વગર છુટકો નથી.

હવે ફુલચંદશા જે હંમેશા બપોરે લાકડાં કાપવા જતો હતો તે તે દાહાડેથી સવારના જવા લાગ્યો અને પાછો દશ વાગે આવવા લાગ્યો. અને જમ્યા પછી સવારનો લાવેલો લાકડાંનો ભારો વેચવા જતો હતો, તેનાં હમેશા બાર પૈસા આવતા હતા, તે પોતાની માને આપવા બંધ કીધા, અને તે પૈસા લઇને તે એક ધોબીને ઘેર જતો, અને ધોબીને કેહેતો કે કોઈ સારામાં સારાં ઊંચાં લુગડાં તારે ત્યાં ધોવા આવ્યાં હોય તે મને પહેરવા આપ, અને બીજાં કોઇ હલકાં ધોએલાં લુગડાં હોએ તે મારા માણસને વાસ્તે આપ. હુ તુંને તે લુગડાં

કલાક પેહેરી પાછાં આપી જઇશ; અને તેના બદલામાં હું તુંને ચાર પૈસા આપીશ. તે લુગડાં લઈને તે એક ભાડુતી તબેલામાં જાતો, અને ત્યાં જઇ નવા સામાન સહીત સારા કદનો એક ઘોડો ત્રણ પૈસાના બદલામાં બે કલાક સુધી ફેરવવાની બોલીએ લઈ આવતો, ત્યાંથી તે એક ભોઈને ઘરે જાતો, અને ચાર પૈસાના બદલામાં હાથમાં મસાલ સહીત એક ભોઈને બે કલાક સુધી ઘોડાની આગલ આગલ દોડવાની બોલીએ લઈ આવતો. હવે પેલા ધોબીને ઘેરથી લઈ આવેલાં ઊંચાં લુગડાં પોતે પેહેરીને ઘોડા ઉપર સામાન નાંખીને એક પાઈની પાનની પટી લઇ લાલ મોહું કરી, બાકીની બે પાઈ ખીસામાં નાખી ઘોડા ઉપર બેસતો, અને પેલો માણસ એના શેઠના આપેલાં લુગડાં પેહેરી, હાથમાં મસાલ લઈ ઘોડાની આગલ આગલ દોડતો, અને તેના શેઠના શીખવ્યાથી "નિર્ધન શેઠને ઘણી ખમા" એવી નેકી પુકારતો હતો. આવી રીતે હમેશા ધોબીને ત્યાં જઇ નવી નવી જાતનાં લુગડાં, નવી નવી જાતના માણસ, નવી નવી જાતના માણસને પેહેરવાના લુગડાં, તથા હમેશાં જુદા જુદા રંગના ઘોડા ભાડે લઇ આવી ઉપર લખેલા પરમાણે ઘણીજ સરસાઇથી ફુલચંદશા ઘોડા ઊપર બેસતો, અને ઊપર લખેલી કેહેવત (નિર્ધન શેઠને ઘણી ખમા) પરમાણે માણસ નેકી પુકારતો પુકારતો આગલ આગલ દોડતો હતો આવી રીતે હંમેશાં ગામમાં તે ઘોડો દોડાવતો, અને જે વખતે મોટી બજારમાં આવી

પોહોંચતા, તે વખતે પોતાનો ઘોડો ખોંખારો મારીને ઊભો રાખતો અને જડપથી ખીસામાં હાથ નાંખી એક ઠેકાણે એક પાઇ ને બીજે ઠેકાણે બીજી પાઇ મોટા ઉમરાવના જેવા દબદબા ભરેલા જોસથી ગરીબો તરફ ફેકતો હતો. આણી તરફ "ઘરમા ખાવા ખાખ નમળે. ડોશી બેઠી દળણું દલે; ફુલચંદશા ફુલફટાક થઇ ફરે, લાકડાં કાપી મોજુ કરે." એ કેહેવતની માફક ફુલચંદશા લાકડાં કાપીને તે વેચી તેના જે કાંઇ પૈસા આવતા તે ઉડાવતો અને મોજ કરતો હતો, અને બેલી તરફ તેની મા હમેશાં બુમ પાડતી અને શીખામણ આપતી કે દીકરા, તું પૈસા ઊડાવી નહી નાખ, અને એકઠા કરીશ તો કોઇ દિવશ પણ કામનાછે. પણ તે ગણકારતો નહી હતો તેથી તેની માએ તેને કેહેવું છોડી દીધું. તેની માનું મન ઘણું કચવાતું હતું પણ શું કરે ઉપાઅ નહીં.

હવે આવી રીતે ફુલચંદશાને ફરતાં ફરતાં છ માશ ની વહી ગયા, ત્યાર પછી કેટલેક દીવશે એક વેપારી ઊંચી કસ્તુરી તથા બીજો થોડોક માલ વેચવા માટે તે ગામમાં આવી ચડયો ને બધા વેપારીને ત્યાં ફરી વલ્યો. ત્યારે તેનો કસ્તુરી શીવાઅનો બીજો માલ વેચાયો, પણ કસ્તુરી એટલીતો ઊંચી હતી કે તે કોઇથી ખરીદી શકાઇ નહીં એટલે તે ત્યાંથી પાછો ફર્યો, અને જ્યારે ગામના દરવાજા પાસે આવી પોહોચ્યો, ત્યારે ફુલચંદશા (નિર્ધન શેઠ)ની શવારી આવી ચડી, અને દરવાજના નાકામાંથી નીકલતાંજ પેલા નેકી પુકારનાર માણસે "નિર્ધ

સેઠને ખમ્મા ખમ્મા ખમાં " એવી નેકી પુકારી, અને પેલા વેપારીને વચ્ચ માંથી બાજુ થાવાને કહ્યું. આવા દબદબા ભરેલા દેખાવથી પેલો વેપારી અચંબો પામ્યો, અને વિચાર કરયો કે આ કોઈ મોટો ઉમરાવ હોવો જોઇએ. આ ઉપરથી પેલા વેપારીએ ફુલચંદ શાના માણસને પુછ્યું કે આ શેઠ કોણ છે? ત્યારે પેલા માણસે જુવાબ આપ્યો કે આ એક મોટો ઉમરાવછે, એના તાબા માં કેટલાંક ગામોછે, વેપારનો એક મોટો જથ્થો છે, અને જોઇએ તેવી ઊંચી કીમતનો માલ હોય તો આ વેપારી ખરીદ વાને શકતીવાન છે અને તેની મોટા મોટા રજવાડામાં આડત છે. આથી પેલા વેપારીએ વિચાર કરયો કે આ શેઠ કસ્તુરી લેશે. હવે આ બંને જણ વચે જે વાત થઇ, તે આ નિર્ધન શેઠ (ફુલચંદશા) ઘોડા ઊપર બેઠા બેઠા સાંભલતો હતો. અને પેલા વેપારીને ઘણા દબદબા ભરેલા દેખાવથી પુછ્યું કે તારે આટલી બધી વાત પુછવાનું શું જરૂર છે? ત્યારે પેલા વેપારી એ ઘણીજ નરમાશથી કહ્યું કે શેઠ મારી પાસે ઊંચી કસ્તુરી વેચવાનીછે. ત્યારે નિર્ધન શેઠે પુછ્યું કે શું આ ગામની અંદર એવી ઊંચી કસ્તુરી કોઇએ લીધી નહી? જે તું પાછી લઇ જાએછે. ત્યારે પેલા વેપારીએ જુવાબ આપ્યો કે મારી પાસે બીજો કેટલોક માલ હતો તે વેચાણો, પણ આ ઊંચી કસ્તુરી કોઇથી ખરીદી શકાઇ નહી તેથી પાછી લઇજાઉછઉં. વલી કોઇ બીજા મુલકમાં વેચીશ. ત્યારે નિર્ધન શેઠે ફરીથી પુછ્યું કે શું એટલી બધી ઘણીજ ઊંચી કીમતની કસ્તુરી છે? જે

કોઈથી ખરીદી શકાય નહીં. ત્યારે તે વેપારીએ જવાબ આપ્યો કે હા શેઠ, ઘણીજ ઊંચી કસ્તુરી છે. આથી નિર્ધન શેઠે કહ્યું કે જોઊં તે કેવી છે જેથી પેલા વેપારીએ દેખાડી. આ જોઈ નિર્ધન શેઠે પેલા વેપારીને કહ્યું કે આવતી કાલે આ ઠેકાણે આજ વખતે હાજર થજે, ને કહ્યું કે તારા જેવો એક વેપારી આગલ મને કસ્તુરીના દાતણ આપી ગયોછે, તે દાંતણ તથા તારીકસ્તુરી હું જે ગામમાં મારા આડતીઆ ઉપર ચીઠી લખી આપું ત્યાં જાજે, અને તેને કેહેજે કે નામદાર નિર્ધન શેઠે આ કસ્તુરીના દાતણ તમને ઇનામ દાખલ ભેટ કીધાછે, અને આ ચીઠી પરમાણે મને મારી કસ્તુરીના પૈસા ચુકાવી આપો, એટલે તુને તારી કસ્તુરીના પૈસા ચુકાવી આપશે. આટલી વાત કરી નિર્ધન શેઠ ચાલતા થયા, અને પેલા વેપારીએ પણ તે દાહાડાની રાત તેજ ગામમાં કાહાડી અને બીજે દાહડે જે જગા ઉપર નિર્ધન શેઠનો મેલાપ થયો હતો તેજ જગા ઉપર ઠેરવેલા વખતે આવીને ઉભો; તેટલામાં નિર્ધન શેઠની સ્વારી આવી ચડી અને નેકી પુકારનાર માણસે નેકી પુકારી કે "નિર્ધન શેઠને ઘણી ખમા" આ નેકી સાંભલી પેલો વેપારી તરત જ સલામ કરી નિર્ધન શેઠની પાસે આવી ઉભો રહ્યો. હવે આજ સવારે નિર્ધન શેઠ લાકડાં કાપવા ગયો હતો ત્યાંથી સારાં અને સીધાં કેટલાંક બાવલનાં દાતણ કાપી લાવ્યો હતો. તે દાતણને ચારે તરફથી કેલના પાતરાંમાં વીટીને શોભાયમાન કીધાં હતાં, અને પેલા વેપારીને કહ્યું કે તારી પાસે જે ડબામાં

કસ્તુરી ભરી હોય તે ડબામાં આ દાતણ મુક નહી તો આ દાતણની વાસ ઉડી જશે માટે ઘણીજ સંભાલથી લઈ જજે અને અતરેથી જુનાગઢ શેહેરમાં જા અને ત્યાંના રાજાને કહેજે કે આ દાતણ કસ્તુરીના છે અને તે દાતણ આપ નામદારને નામદાર નિર્ધન શેઠે ભેટ દાખલ મોકલ્યાં છે અને મારી આ કસ્તુરીનો હીસાબ ચુકાવી આપો. આટલું કહીને નિર્ધન શેઠ ચાલતા થયા, અને પેલો વેપારી પણ પેલાં કસ્તુરીના ડબામાં દાતણ મુકી ઘણોજ ખુશી થઇ જુનાગઢ તરફ ચાલતો થયો.

હવે પેલો વેપારી ત્રીજે દાહાડે જુનાગઢમાં આવી પોહોચ્યો, અને લાગલો દરબારમાં ગયો, ત્યાંના રાજાને નિર્ધન શેઠના આપેલાં દાતણ તથા પોતાની કસ્તુરી આપીને કહ્યું કે, આ દાતણ નામદાર નિર્ધન શેઠે આપ નામદારને ભેટ દાખલ મોકલ્યાં છે અને આ કસ્તુરી આપ નામદારના લેવા જોગ છે તેથી મને અહીંઆં મોકલ્યો છે, માટે મેહેરબાની કરી મારી આ કસ્તુરી લઈ મને હીસાબ ચુકાવી આપો. આ વાત સાંભલી રાજા ઘણો અચરત થયો કારણ કે કસ્તુરી તો ઠીકજ પણ કસ્તુરીના દાતણ તો આજેજ સાભળ્યાં. હવે એ દાતણ રાજા તપાસવા લાગ્યો, કારણ કે કસ્તુરીનાં દાતણ કેવાં હોય એમ મનમાં વીચાર કરી દાતણનું બંડલ છોડયું તો બાવલના દાતણ જેવાં લાગ્યાં, પણ દાતણની અંદર કસ્તુરીની વાસ આવવા લાગી તેથી રાજા મનમાં ઘણોજ અચંબો પામ્યો. કારણ કે બવલના દાતણ કસ્તુરીના ડબામા ભરારાખવાથી તેનો વાસ

દાતણમાં પેસી ગયો હતો તે રાજા તેમજ પેલા વેપારીને ખબર ન હતી. તેથી રાજાએ તો કસ્તુરીનો હીસાબ ચુકવી આપ્યો અને બીજે દાહાડે પેલું કસ્તુરીનું દાતણ કરયું અને ઘણો ખુશી થયો. જેથી વીચાર કરયો કે આ દાતણ મોકલનારને કાંઇક ઈનામ મોકલવું જોઈએ. કારણ કે આ દાતણ મોકલનાર તો એક વેપારી છે પણ હું તો એક રાજા છઊં તેથી મારે એનાં કરતાં ઘણુજ મોટું ઇનામ મોકલવું જોઇએ. જેથી બીજે દીને ઘણીજ ઊંચી કીંમતના એકસો આરબી ઘોડા કેટલાંક માણસો સાથે કનકાપુરી નામદાર નિર્ધન શેઠને ભેટ દાખલ મોકલી આપ્યા. હવે ત્રીજે દાહાડે તે માણસો તે ઘોડા સહીત કનકાપુરી આવી ચડયા, અને મોટી બજારમાં આવી નિર્ધન શેઠનું ઘેર પુછવા લાગ્યા. કે નિર્ધન શેઠ કાંહાં રેહેતા હે? એવી રીતે પુછતાં આખો દીવસ નીકલી ગયો, પણ તેનું ઘર મલ્યું નહી, ત્યારે બીચારાં માણસો રખડી રખડીને થાકી ગયાં હતાં કારણકે નિર્ધન શેઠની સ્વારી તો સાંજની વખતે ફરવા નીકલતી અને ઘરબારતો હતાં નહી. છેવટે સાંજની વખતે પેલાં માણસો મોટી બજારમાં નિર્ધન શેઠની વાટ જોતાં બેઠાં હતાં તેટલામાં "નિર્ધન શેઠને ઘણીખમા" એવો અવાજ સંભલાયો. આ અવાજ સાંભલતાં પેલાં માણસો તૈયાર થઈ ગયાં અને જાણ્યું કે આજ નિર્ધન શેઠ હોવો જોઈએ, તેથી તેઓ અદબ બજાવી સલામ કરી ઉભા રહ્યા. બાર પછી તેઓએ નિર્ધન શેઠનેવિનંતી કરી કહ્યું કે જુનાગઢના નામદાર

રાજા સાહેબે આપ નામદારને આ ઘોડા ભેટ દાખલ મોકલ્યાં છે તે સંભાળી લેજો. હવે નિર્ધન શેઠને વિચાર થઇ પડ્યો કે બીજું તો ઠીક પણ આ સો ઘોડાને બાંધવાનું ઠેકાણું ન મલે તે રાખવાં ક્યાં? પણ હિંમતથી બોલ્યો કે આ સો ઘોડા જામનગરમાં જઈ ત્યાંના રાજાને આપજો અને કેહેજો કે નામદાર નિર્ધન શેઠે આપને આ ઘોડા ભેટ દાખલ મોકલ્યાં છે તે સંભાળી લેશો તે વખતે તે માણસોએ કહ્યું કે અમને ખાવા પીવાનું અપાવો. પણ નિર્ધન શેઠની પાસેતો ખોટી પાઇ પણ નમળે. તેથી તે માણસોને ખાવાનું અપાવે ક્યાંથી? તો પણ હિમતથી કહ્યું કે આ સો ઘોડામાંથી પાંચ ઘોડા વેચી નાખો અને તેના જે કાંઇ રૂપીઆ આવે તે તમે વેંહેંચી લેજો અને તેમાંથી ગુજરાન ચલાવજો, બાકીના પંચાણું ઘોડા જામનગરના રાજાને આપજો. આથી પેલા માણસો ઘણાં ખુશી થયાં અને જામનગરનો રસ્તો લીધો. અને નિર્ધન શેઠ પણ ચાલતાં થયાં.

હવે પેલાં માણસો જામનગર ગયાં અને દરબારમાં જઈને ત્યાંના રાજાને મલ્યા, અને કહ્યું કે કનકાપુરીથી નામદાર નિર્ધન શેઠે આ પંચાણું ઘોડા આપને ભેટ દાખલ મોકલ્યાં છે તે સંભાળી લેશો. આ ઘોડા જોઇ રાજા ઘણો અચરત પામ્યો, અને મનમાં વિચાર્યું કે આવા ઊંચી કીમતના આટલા બધા ઘોડા ભેટ દાખલ મોકલ્યાં એવા તે નિર્ધન શેઠ કોણ છે! પણ ખેર તેનો બદલો બીજી રીતે વાલશું. હાલતો આ

ઘોડા ઘોડારમા મોકલાવી દો. એમ કહી વજીરને હુકમ કર્યો ને ઘોડા મોકલાવી દીધા, ને ઘોડા લાવનાર માણસોની બરદાશ કરી તેઓને રવાના કર્યા હવે જામનગરના રાજાના મનમાં વિચાર થયો કે આ ઘોડા જે ધણીના આવ્યા તે કોઈ મોટો ઉમરાવ હોવો જોઇએ. તેથી તેણે ઘણીજ ઉંચી કીસમની અને રોનકદાર એક વેલડી સોનાથી મઢાવી બે નાના ખુંટીઆ, બલદ જોડી કનકાપુરી નિર્ધન શેઠને ઇનામ દાખલ એક માણસ સાથે રવાના કરી. હવે ચોથે દાહાડે તે વેલડી કનકાપુરી આવી પોહોચી. અને ગાંમની અંદર આવી તે વેલડી વાલા માણસે નર્ધન શેઠની ખબર કાહાડી. પણ નિર્ધન શેઠનો પત્તો નહી મલવાથી નીરાશ થઇ આખર એક માણસને પુછયુ, કે ભાઇ આ ગામમા નિર્ધન શેઠ કોણ છે? અને તે ક્યાં રેહે છે? ત્યારે તે માણસે કહ્યું કે તે ક્યાં રેહે છે તેની મને ખબર નથી, પણ તેની (નિર્ધન શેઠની) સ્વારી હમેશાં સાંજની વખતે ફરવા નીકલે છે. એટલું કહી પેલો માણસ ચાલતો થયો. હવે પેલો વેલડી વાલો માણસ થોડા પૈસા લાવ્યો હતો તેનું ખાવાનું લઇ ખાઈ પીને નિર્ધન શેઠની વાટ જોતો બેઠો, તે છેક સાંજની વખતે નિર્ધન શેઠની સ્વારી આવી પોહોચી, અને "નિર્ધન શેઠને ઘણી ખમા" એવી બુમ વેલડી વાલા માણસે સાંભલી, તેથી તૈયાર થઇ નિર્ધન શેઠને સલામ કરી ઉભો રહયો, અને વિનંતી કરી કહ્યું કે આ વેલડી આપ નામદારને જામનગરના રાજા સાહેબે ભેટ દાખલ મોકલી છે, તે સંભાલશો

લગ્યો, ત્યારે નિર્ધન શેઠે વિચાર કર્યો કે વળી આ પીડા ક્યાં
થી આવી પણ વળી હિકમતથી જુવાબ આપ્યો અને કહ્યું કે
ધોરાજી શહેરમાં હુકમચંદ ખુબચંદ નામનો એક મોટો વેપારી
છે, તેને તે વેલડી લઇ જઇને આપજે, અને કહેજે કે કનકા
પુરીથી નામદાર નિર્ધન શેઠે અને આ વેલડી ભેટ દાખલ મો
કલીછે. તેથી તે માણસ બીજે દીને ધોરાજીમાં આવી પોહોચ્યો
અને તરતજ હુકમચંદ શેઠને ઘરે ગીઓ. અને ત્યાં જઇને
કહ્યુંકે આ વેલડી કનકાપુરીથી નામદાર નિર્ધન શેઠે તમને ભેટ
દાખલ મોકલીછે. હવે હુકમચંદ શેઠે વિચાર કર્યોકે નિર્ધન શેઠ
તે વળી કોણ હશે, પણ કાંઇ નહીં, વેલડી તો રાખો પછી
વાત. હવે પેલા માણસને જમાડીને રવાના કર્યો. અને બીજ
દીને પોતાના મેતા સાથે વિચાર કરવા લાગ્યો કે આપણી દી
કરી લલીતાની હવે ચૌદ વરશની ઉમર થાવા આવી માટે હ
વે એનું વેશવાલ કરવું. જેથી મારો વિચાર એમ લાગે છે કે
કાલદીને સોનાથી મઢાવીને જે વેલડી કનકાપુરીથી નિર્ધન શેઠ
નામે વેપારીએ મોકલીછે તેની ઉમર આશરે વીશથી એકવીશ
વરશની છે એમ પેલો વેલડી લઈ આવેલો માણસ કેહેતો હ
તો. માટે લલીતાનું વેશવાલ એની સાથે કરવા મારી મરજી
છે. કેમ મેહેતાજી તમારો શું વિચાર છે ? ત્યારે મેહેતાએ ક
હ્યું કે કદી એના લગ્ન થયા હશે તો ? ત્યારે હુકમચંદ શેઠે
કહ્યું કે પેલા માણસના કહેવા ઉપરથી એમ માલમ પડેછે કે
હજી સુધી તેનું વેશવાળ પણ થયું નથી, અને કદી થયું હોય

તો પણ શુ ! આપણે તો એને આપવી, કારણ કે છોકરી તો સુખી થાએ. અને વળી આપણને આટલી બધી કીમતની વેલડી બેટ દાખલ મોકલી તેનો બદલો પણ વાલવા થશે એમ કહી પોતાના પાડોશમાં ગીરજાશંકર નામનો એક બરાહમણ રેહેતો હતો તેને પોતાની દીકરી લલીતાના વેશવાલ માટે સોનાથી મઢાવેલું એક નાળીએર આપી કનકાપુરી નિર્ધન શેઠને ત્યાં રવાના કર્યો.

હવે તે બરાહમ્ણ બીજે દીને કનકાપુરી આવી પોહોચ્યો અને નિર્ધન શેઠનું ઘર પુછવા લાગ્યો ત્યારે એક સારા માણસે કહ્યુંકે આ ઘડી નિર્ધન શેઠની સ્વારી અતરેથી નીકલશે. એટલું કેહેતામાંજ નિર્ધન શેઠ આવી પોહોચ્યા અને પેલા બરાહમણને પુછયું કે તું શુ કામ આવ્યો છે ? ત્યારે બરાહમ્ણે કહ્યુ કે હું હુકમચંદ શેઠને ત્યાંથી એની દીકરી લલીતાના વેશવાલ માટે આપને ત્યાં આ નાળીએર દેવા આવ્યો છઊં; માટે આ આવી લક્ષ્મી પાછી વાલશો નહી તથી હવે નિર્ધન શેઠે વિચાર કર્યો કે આ નાળીએર તો લેવું, એમ વિચારી પેલા બરાહમ્ણને કહ્યું કે ભાઈ હું નાળીએર તો લઊં પણ એવી સરતે કે હુકમચંદ શેઠ અહીઆ લગ્ન કરવા આવે કારણકે અમારો લાખો રૂપીઆનો વે'પાર ચાલેછે અને જથ્થો ઘણો મોટો છે તેથી જરા વારની પણ ફુરસુદ મલે નહી માટે જો તારા શેઠને ગરજ હોય તો અતરે આવી પરણાવી જાએ, તો હું નાળીએર વધાવી લઊં ત્યારે તે વાત બરાહમ્ણે કબુલ કરી. અને નિ-

ધેન શેઠે પણ કબુલ કર્યું. અને વધાઇના પેટામાં તે નાળીએર વેચીને તેના જે કાંઈ રૂપીઆ આવે તે બરાહમ્મણને ઘરમાં રા ખવાનુ કહ્યુ. અને કહ્યું કે લગન પણ હમણા કરી આપે એવી રીત કહેજે. એમ કહી નિર્ધન શેઠ ચાલતા થયા. અને બરાહમ્ણે પણ આર્શીવાદ દઇને ધોરાજીનો રસ્તો લીધો.

હવે હુકમચંદ શેઠને ઘરે જઇને તે બરાહમ્ણે શરવે હ કીકત કહી સંભલાવી. અને લગન કુંડલી જોઈ પાશ સુદ ૭ના લગ્ન નીરધારી આપ્યાં તેથી હુકમચંદ શેઠ પોતાની છોકરીની જાન તૈઆર કરી કનકાપુરી રવાના થયાં હવે આણી તરફ નિર્ધ્રન શેઠને એ વાતની ખબર પડી તેથી ગભરાઈ ગઓ ને મનમાં વિચાર કર્યો કે તાલતો ખુબ લગાડયો પણ હવે ફસાણા તો પણ હિમત ધરી બીજી એક યુકતી શોધી કાહાડી અને એવો વિચાર કર્યો કે આપણા ગામ બહાર ભોલેશ્વર માહાદેવનું દેહેરૂં છે ત્યાં જઈ કમલ પુંજા કરૂં તે જો પરશન થીઆં તો ઠીક નહી તો મરવું બેહતર છે એમ ધારી એક રાજશ છરો લઇ ગામ બહાર માહદેવના દેહેરામાં ગયો અને ત્યા કમ લ પુંજા કરવા તૈઆર થઓ. ને જેવો છરો મારવા જાએછે તેવોજ સબુર! સબુર! એવો અવાજ નીકલ્યો. અને માહાદેવજી એ જોગીને વેશે નિર્ધ્રન શેઠને દરશન દીધા ને કહ્યું કે બચ્ચા એ શું કરેછે ? તું મરેછે શા વાસ્તે ? ત્યારે નિર્ધ્રન શેઠે પગે લાગીને કહ્યુ કે મારા લગ્ન થાવા વાળા છે એમ કહી પેહેલેથી તે ટ સુધી જે બીના બની તે કહી સંભલાવી તેથી માહદેવજી

પરશન થઆ ને કહ્યું કે બચ્ચા તારા કીસમતમાં ધન નથી તોપણ તારા લગન આઠ દીવસ સુધી ચાલશે તે દરમીઆન તારે ઘેર શુખ શંપત, વાડી બંગલા, કેટલાક મેહેતાઓ, તથા કેટલાક સીપાઈઆ કાલ સવારથી તારે ઘેર થાશે અને પાછું જેવું છે તેવુ થઈ રહેશે. અને કાલ દીને તારો સસરો જાન લઈને આવશે. એટલુ કહી માહાદેવજી અંતર ધ્યાન થઈ ગયાં; અને નિર્ધન શેઠ ઘરે જઈ સુઈ રહ્યા.

હવે સવારના પોહોરમાં જેવો નિર્ધન શેઠ ઉઠેછે તેવોજ જુવેછે તો આસપાસ કેટલાક સીપાઈઆ તથા કેટલાંક માણુસો ખમા: ખમા: કરી ઉભા રહ્યાછે. અને નિર્ધન શેઠની નજરે આસપાસ વાડી, બંગલા, તથા કેટલાક ચમતકારી દેખાવ પોતાના કમ્પાઉંડમાં દીઠામાં આવ્યા. તથી મનમાં રાજી થઓ. એટલામાં નિર્ધન શેઠને એક માણુસે આવીને કહ્યું કે આપનો સસરો ગામની પાદર પોતાની છોકરીની જાન લઈને આવ્યોછે ત્યારે નિર્ધન શેઠે કહ્યું કે એને આપણી ફુલવાડીમા ઉતારો આપો. હવે જાન આવી પોહોચી અને બીજે દીને માડવો નાખ્યો અને નિર્ધન શેઠનાં લગન થઆં અને હુકમચંદ શેઠ જાન જમાડી, પેહેરામણીમાં કેટલુંક ધન, તરેહ તરેહના કેટલાંક લુગડાં, તથા કેટલીએક જમીન પોતાની પાસે હતી તે સરવે આપી પોતાની દીકરીને પગે લાગી ધોરાજી રવાના થયો ત્યાર પછી આઠ દીવસ થઈ રહ્યા એટલે માહાદેવજીના વચને જે સુખ થયું હતુ તે સરવે જતું રહ્યું બાકી પોતાના સસરાની આપેલી પેહેરામ

શ્રી જે હતી તે એમને એમ સલામત રહી અને તેટલાંમાં સંતોષ વાલી તેઓ સુખ ભોગવવાં લાગ્યાં અને જે કાંઈ બાના બની હતી તે સરવે નિર્ધન શેઠે પોતાની બાયડીને કહી સમ લાવી. આ વાત સાભલી બાયડી ઘણું અચરત પામી અને હીમત આપી કહ્યું કે ઇશ્વર સરવે સારૂં કરશે. એમ વિચાર કરી ડોશી, નિર્ધન શેઠ, તથા નિર્ધન શેઠની વહુ સલાહ સંપથી ચાલી સુખ ભોગવવાં લાગ્યા અને તે દાહાડેથી નિર્ધન શેઠની હાલત સારી થતી ગઈ.



# જાહેર ખબર.

પનમાં અમારી તરફથી બીજી ચોપડીઓ છપાઇ
સામટી લેનારને કમીશનથી મળશે
ઈશ્વરપાસે કબુતરખાનાની સામે ગાંધી મુળજી
થી તથા નવી કાપડ મારકીટની સામે ઠક્કર
ટોપી વાળાની દુકાનેથી તથા મારવાડી અમ-
ચંદ જવેરની દુકાને ટોપીવાળા પાસેથી મળશે.

**લી૦ મથુરાદાસ ગોકળદાસ.**